

આચાર્ય શ્રી ભાનુચંદ્રસૂરિ-ગ્રન્થમાળા ૧૯.

સંક્ષિપ્ત—

# બાર વ્રતની ટીપ.



પ્રકાશક—

શા. કેશવજી અરજણ,

તથા

આણંદભાઈ અરજણ,

નાનાઆસંબીઆ-કચ્છ.

જૈનબાળકોને ભેટ બુક.

વીર સં. ૨૪૫૨ સં. ૧૯૮૨

નકલ ૧૦૦૦



## વિનતિ.



જૈન ભાઈઓને એક વિનતિ કરવાની કે વ્યવહારિક પ્રવૃત્તિમાં આપણે એટલા બધા ગુંથાયા છીએ છીએ કે નિયમનો અમુક પ્રકારનો અંકુશ ન હોય તો અને તેવા નિયમની એક ટુંક નોંધ ન હોય તો આપણે મોટા ભુલાવામાં આવીએ છીએ અને આપણને પસ્તાવાનો વખત આવે છે.

દુનીયાદારીના ઘણા કામો એવા છે કે જે આપણે જાતે ન કરીએ તો પણ તેની રાવી આપણને લાગે છે તેથી ઘણી ઘણી છુટ રાખીને—આગાર રાખીને પણ જો વ્રત લેવામાં આવે તો પણ ઘણા પ્રકારની રાવીમાંથી બચી શકાય છે. આ પ્રમાણે વિનંતિ કરીને તેવા વ્રત નિયમની કંઈક અંશે અનુકુળતા કરવાની ખાતર આ નોંધ પોથી જેવું નાનું સરખું પુસ્તક “વધુમાં” ભાઈઓને ઉપયોગી થાય એમ ઇચ્છું છું. (રાવી એટલે અમુક કાર્યના આરંભથી ઉપજતા પાપનો હિસ્સો.)

# પ્રાતર્મંગલિક સ્મરણ.

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમઃ પ્રભુઃ ॥ મંગલં સ્થૂલભદ્રાદ્યા, જૈનો ધર્મોઽસ્તુ મંગલં ॥ ૧ ॥ [૧]સર્વારિષ્ટપ્રણાશાય, [૨]સર્વાભિષ્ટાર્થદાયિને ॥ સર્વલબ્ધિ નિધાનાય ગોતમસ્વામિને નમઃ ॥ ૨ ॥ અંગુઠે અમૃત વસે, લબ્ધિતણા ભંડાર ॥ જો ગુરૂ ગૌતમ સમરિયે, મનવંચ્છિત દાતાર ॥ ૩ ॥ ગામતણે પઇસારણે, ગુરૂગૌતમ સમરંત ॥ ઇચ્છાભોજન ઘરકુશળ, લચ્છી લીલ કરંત ॥ ૪ ॥ પુંડરીક ગૌતમપમુહ, ગણધર ગુણસંપન્ન ॥ પ્રહ ઉઠી નિત પ્રણમિયે, ચઉદહસય બાવન્ન ॥ ૫ ॥ સુરગોતરમણી સંપજે, જેહને લીધે નામ ॥ એહિજ અક્ષર સમરતાં, સીજે વંછિત કામ ॥ ૬ ॥

---

૧ સર્વપાપને નાશ કરનારા. ૨ સર્વ મનવછિત પદાર્થને આપનારા.

# સરસ્વતી-સ્તુતી.

( અનુષ્ટુપ છંદ )

શ્વેતપદ્માસના દેવી, શ્વેતપદ્મોપશોભિતા,
શ્વેતામ્બરધરા દેવી, શ્વેતગન્ધાનુલેપના. ૧
'અર્ચિતા મુનિભિઃ સર્વૈ, ઋષિભિઃ સ્તૂયતે સદા
એવં ધ્યાત્વા સદા દેવીં. વાંછિતં લભતે નરઃ ૨

# શ્રીસદ્ગુરૂસ્તુતિ.

( માલિની છંદ. )

ઉદયશિખરિચંદ્રાઃસદચોંડબોધિચંદ્રાઃ
સુકૃતકુમુદચંદ્રા ધ્વાંતવિધ્વંસચંદ્રાઃ
કુમતનલિનચંદ્રાઃ કીર્તિ વિખ્યાતચંદ્રાઃ
પ્રમદજનનચંદ્રાઃ શ્રેયસે પાર્શ્વચંદ્રાઃ
શ્રેયસે ભ્રાતૃચંદ્રાઃ ॥૧॥

# શ્રી બાર વ્રતની સંક્ષિપ્ત ટીપ.

## સમ્યકત્વ.

૧ શુદ્ધદેવ—તે શ્રી અરિહંત ,બારગુણે કરીને સહિત અને અઢાર દુષણ રહિત છે. જેમને જ્ઞાન, દર્શન, ચારિત્ર ક્ષાયિક ભાવે થઈ અને અનંત ચતુષ્ટથી સંપૂર્ણ પ્રગટી છે. જે ચોત્રીશ અતિશયો યુક્ત છે. અને જે પાંત્રીશ ગુણયુક્ત વાણીવડે દેશના દે છે. તે શુદ્ધદેવ જાણવા.

૨ શુદ્ધગુરૂ—તે પંચ મહાવ્રતના પાળવાવાળા સુસાધુ. જે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ કરીને આત્મ રમણમાં રમનારા, પ્રાંચ ઇંદ્રિયોને દમન કરનારા અનેક દુઃસહ પરિષહને સહન કરનારા, ક્ષણે ક્ષણે જ્ઞાનદર્શનાદિ ગુણપર્યાએ વધનારા, દશવિધ યતિધર્મ પાલવામાં સાવધાન તે શુદ્ધગુરૂ કહેવાય.

૩ શુદ્ધધર્મ—કેવળી ભાષિત ધર્મ-જે શ્રી અરિહંત તીર્થંકર સમવસરણમાં બેસીને બાર પરષદા મધ્યે શ્રી ગણુપદ ધારીને ત્રિપદી ( ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય. ) તેના દાન પૂર્વક દ્વાદશાંગીની રચના કીધી ત્યાં યથાર્થ અર્થના કરનાર શ્રી અરિહંત અને અર્થને અનુસરીને ગણુધરોએ સૂત્રો રચ્યાં તેને આગમ કહીએ. એ આગમમાં પ્રકાશ્યા જે ભાવ સકલ જીવોને દુર્ગતિમાં પડતા અટકાવે તેને ધર્મ કહીએ એવા ધર્મને સદ્દહું.

આ ઉપર પ્રમાણે ત્રણ તત્ત્વ મારે માનવા. અન્ય મિથ્યાત્વી દેવગુરૂ આદિકને કારણસર નમવું પડે તો વ્યવહાર સાચવવાની જયણા. સ્વલિંગી ( વેષધારી ) ને વ્યવહારથી તથા ઉપકાર બુદ્ધિથી વંદનાદિક કરવું પડે તેની જયણા. ભુલથી અતત્વને તત્વ અને અધર્મને ધર્મ મનાઈ જાય તેની જયણા.

રોજ સવારના બનતા સુધી ઓછામાં ઓછું નવકારશીનું પચ્ચખ્ખાણ કરવું અને સાંજે દુવિહાર કે ચૌવિહાર કરવો. ન બને તો જયણા.

શક્તિ પ્રમાણે દર વર્ષે રૂા.      સાત ક્ષેત્રમાં વાપરવા. સાત ક્ષેત્રનાં નામ (૧) સાધુ (૨) સાધ્વી (૩) શ્રાવક (૪) શ્રાવિકા (૫) દેરાસર (૬) જિન-પ્રતિમા અને (૭) જ્ઞાન.

જ્યાં દેરાસરનો જોગ હોય ત્યાં રોજ એક વખત દર્શન કરવાં-અને પૂજાની જયણા. જે દિવસે દર્શન ન થઈ શકે તે દિવસે            નો ત્યાગ કરવો.

# બારવ્રત.

## ૧ (દેશથકી) પ્રાણાતિપાત વિરમણ વ્રત.

કોઈ ત્રસ જીવને જાણી જોઇને સંકલ્પીને ઈરાદાપૂર્વક હણવાની બુદ્ધિએ હણવા નહિ. ઘર, કૂપ, તડાગાદિકમાં આરંભસમારંભે તથા વ્યાપારમાં તેમજ ઔષધાદિકના પ્રયોગથી હણાય તેની જયણા. *

* આ ખાલી જગ્યામાં પોતાને તે વ્રતના સંબંધમાં વિશેષ લખવાની જરૂર હોય તો મુનિરાજને પુછીને લખી લેવું.

# ૨ (દેશથકી) મૃષાવાદ વિરમણ વ્રત.

૧-કન્યાલિક[1] એટલે કન્યા સંબંધી ;સગપણ વિવાહાદિમાં જુઠું બોલવું નહિ.

૨-ગવાલિક[2] એટલે ગાય પશુ આદિક ચોપગા જનાવર સંબંધી જુઠું બોલવું નહિ.

---

૧ નાની કન્યાને મોટી ન કહેવી અને મોટી કન્યાને નાની ન કહેવી વિગેરે. કન્યાલિકથી હરેક બે પગવાળા સંબધી જુઠુ નહિ બોલવાનો સમાવેશ થાય છે પણ વ્રત લેનારને જેવી અપેક્ષા હોય તેવી રીતે પચ્ચખાણ કરવું.

૨ ગવાલીકમાં હરેક ચાર પગવાળા પ્રાણી સંબંધી ખોટું બોલવાનો સમાવેશ થાય છે, તો પણ વ્રત લેનારે ખાલી જગ્યામાં આગાર રાખી લેવા, નાની ગાયને મોટી કહેવી અને મોટીને નાની કહેવી, થોડા દુધવાળીને વધારે દુધવાળી કહેવી અને વધારે વેતરવાળીને ઓછા વેતરવાળી કહેવી વિગેરે.

૩–ભૂમ્યાલિક[1] એટલે ભૂમી, ખેતર, મકાન સંબંધી જુઠું બોલવું નહિ.

૪–થાપણમોસો એટલે પારકી થાપણ ઓળવવી નહિ.

૫–કુડી સાખ એટલે ખોટી સાક્ષી પુરવી નહિ.

કોઇને દેહાંત શિક્ષા ( ફાંસીની ) શિક્ષા થતી હોય તે વેળા અસત્ય બોલાય તેની જયણા.

જૈન ધર્મ ઉપર પ્રેમ અથવા મોહથી જે અસત્ય બોલાય તેની જયણા.

આ ઉપરાંત જેઓને વિશેષ છુટ રાખવાની જરૂર જણાય તેઓએ નીચે લખી લેવું.

---

૧ પોતાની જમીન વગેરે બીજાની કહેવી, બીજાની જમીન વિગેરે પોતાની કહેવી.

## ૩ (દેશથકી) અદત્તાદાન વિરમણ વ્રત.

૧—ગાંઠ ન છોડવી.

૨—ખીસા ન કાતરવા.

૩—ખાતર ન પાડવું.

૪—તાળું ન ભાંગવું.

૫—લુંટ ન કરવી.

૬—કોઈની પડી રહેલી કીંમતી ચીજ લેવી નહિ.

આ ઉપરાંત જેઓને વિશેષ ત્યાગ કરવા હોય તેઓએ નીચેની જગ્યામાં લખી લેવું.

# ૪ (દેશથકી) મૈથુન વિરમણ વ્રત.

[1]સ્વસ્ત્રી ( પોતાની પરણેલી ) સિવાય પરસ્ત્રીનો સર્વથા કાયાથી ત્યાગ કરવો. તેમજ તિર્યંચ તથા નપુંસક સાથે વિષયનો સર્વથા ત્યાગ કરવો.

સ્વપ્નમાં પરસ્ત્રી સંબંધ થવાથી જે મૈથુન દોષ લાગે તેની જયણા.

આઠમ ચૌદશ આદિકના પચ્ચખાણ કરવાં હોય તો નીચે લખી લેવું.

---

૧. તેમજ સ્ત્રીઓએ (પરણેલા) પતિ સિવાય પર પુરૂષનો સર્વથા ત્યાગ કરવો.

# ૫ (દેશથકી) પરિગ્રહ પરિમાણ વ્રત.

પરિગ્રહનું નીચે પ્રમાણે પરિમાણ કરવું.

૧–રોકડા રૂ ખપે.

૨–સ્થાવર મિલ્કત (ઘર હાટ વિગેરે) રૂ.
ની કીંમત ના ખપે.

૩ સોના× રૂપાના દાગીના તથા ઝવેરાત રૂા.
ની કીંમત ના ખપે.

૪–નોકર ચાકર (સંખ્યા ) ખપે.

૫-સોના× રૂપા સિવાય બીજી ધાતુ રૂા. ની
કીંમત ના ખપે.

૬–ફરનીચર× રૂા. ની કીંમતનું ખપે.

૭-જનાવર ( સંખ્યા ) ખપે.

૮–તે સિવાય× બીજી મીલ્કત રૂા. સુધીની ખપે.

૯--ધાન્ય કીમત રૂા. ) સુધીનો ખપે.

---

× ઉપરની મિલ્કત ખરીદતી વખતે જેટલી કીમંતની ન હોય તેટલી કીમતનો હિસાબ ગણવો. વ્યાપારને માટે જયણા

અથવા[1] એકંદર રીતે રોકડ, સ્થાવર, અને જંગમ મિલ્કત બધું મળીને રૂા. સુધીનું ખપે.

---

૧. આ પ્રમાણે એકંદર નિયમ પણ થાય છે.

# ૬ દીશિ પરિણામ વ્રત.

| | |
|---|---|
| પૂર્વ દિશાએ | ગાઉ જવું ખપે. |
| અગ્ની ખૂણામાં | ગાઉ જવું ખપે. |
| દક્ષિણ | ગાઉ જવું ખપે. |
| નૈઋત્ય | ગાઉ જવું ખપે. |
| પશ્ચિમ | ગાઉ જવું ખપે. |
| વાયવ્ય | ગાઉ જવું ખપે. |
| ઉત્તર | ગાઉ જવું ખપે. |
| ઇશાન | ગાઉ જવું ખપે. |
| ઉર્દ્ધ [ઉંચે] | ગાઉ જવું ખપે. |
| અધો [નીચે] | ગાઉ જવું ખપે. |

આ ઉપરાંત કાગળ, તાર, અને છાપાઓ વાંચવાની અથવા લખવાની તેમજ માણસ મોકલવાની જયણા.

# ૭ ભોગોપભોગ પરિમાણ વ્રત.

ભોગ એટલે એકવાર ભોગવાય તે જેમકે પુષ્પ વિલેપન, ભોજન વિગેરે.

ઉપભોગ એટલે એકજ ચીજ બહુવાર ભોગ-વાય તે જેમકે વસ્ત્ર, અલંકાર, ઘર, સ્ત્રી વિગેરે.

ઉપર પ્રમાણે ભોગ અને ઉપભોગની વસ્તુનું પરિમાણ કરવું તેને સાતમું ભોગોપભોગ પરિમાણ વ્રત કહે છે.

**તેને માટે હમેશાં ચૌદ નિયમ ધારવા.**

૧—સચિત્ત* વસ્તુ રોજ ખપે.

૨—દ્રવ્ય એટલે ખાવાપીવાના પદાર્થ રોજ ખપે.

---

* ૧ પૃથ્વી—માટી મીઠુ વિગેરે.

૨ પાણી—પીવા તથા નાવાને માટે પરિમાણ કરવું.

૩ અગ્નિ—ચુલા, સગડી, ચુલ વિગેરેનું પરિમાણ કરવું.

૪ વાયુ—પંખા, હિંડોળાખાટ વિગેરેનું પરિમાણ કરવુ.

૫ વનસ્પતિ—અમુક વનસ્પતી ટીપમાંથી જે દિવસે જે ખાવી હોય તે ધારી લેવી.

૩—વિગય* એટલે ઘી, તેલ, દુધ, દહીં, ગોળ અને કડાવિગય[1] એ ૭ વિગયમાંથી એક વિગયનો પ્રત્યેક દિવસે ત્યાગ કરવો.

૪—વાનહ એટલે ઉપાનહ-પગરખા, મોજા વગેરે જોડ ખપે.

૫—તંબોળ તે પાન સોપારી વિગેરે મુખવાસ ખપે.

૬—વથ્થ એટલે વસ્ત્ર ખપે.

૭—કુસુમ તે સુંઘવાની વસ્તુ ખપે.

૮—વાહન[2] એટલે ગાડી વહાણ ઘોડા વગેરે ખપે.

૯—શયન એટલે શય્યા અને આસન ખપે.

૧૦—વિલેપન તે શરીરે ચોપડવાની વસ્તુ ખપે.

---

* વિગયનો ત્યાગ બે પ્રકારે થઈ શકે છે. (૧) કાચી વિગયનો ત્યાગ એટલે દુધ વિગેરે મુળ પદાર્થનો ત્યાગ અને (૨) પાકી વિગયનો ત્યાગ એટલે મુળમાંથી બનેલા સઘળા પદાર્થનો ત્યાગ જેમકે દુધપાક મિષ્ટાન્ન વિગેરે.

૧. તળેલી ચીજ (પકવાન વિગેરે) તે ત્રણ ઘાણ પહેલા સમજવું.

૨. ફરતું. તરતું અને ચરતું.

૧૧—બ્રહ્મચર્યનો નિયમ ધારી લેવો.
૧૨—દિશિ[1] તે દશે દિશાએ          કોશ જવુ.
૧૩—ન્હાણુ તે રોજ   વખત સ્નાન કરવું. લોકાચારની જયણા.
૧૪—ભક્ત તે ભોજન શેર  અને પાણી શેર  ખપે.

## [2]પંદર કર્માદાન.

૧ ઇંગાલ કર્મ—ચુનો, ઇંટ, નળીઆં, કોલસા, (ખાણમાંથી નીકળે તેની જયણા) ધુપેલ તેલ વિગેરે જે ચીજ ભઠ્ઠીથી પાકતી હોય તેનો ભઠ્ઠી કરાવીને તથા પકાવીને વેપાર ન કરવો.

---

૧ છઠ્ઠા વ્રતમાં દિશિ પરિમાણ કરેલું હોય તેમાથી ઓછું કરવુ.

૨ પદર કર્માદાન માહેથી કોઈ પણ ચીજના શેર, બોન્ડ રાખવા પડે તથા તેનો સટ્ટો કરવો પડે તેની જયણા.

૨ વનકર્મ—તે પાન, ફુલ, શાક, લાકડાં વિગેરેનો વ્યાપાર કરવો. સુગ લાકડાનો વ્યાપાર કરવાની જયણા.

૩ સાડીકર્મ—ગાડાં હળ પ્રમુખ તૈયાર કરાવી તેનો વ્યાપાર ન કરવો.

૪ ભાડીકર્મ—ગાડી, ઘોડા વિગેરે ભાડે આપવાનો વ્યાપાર ન કરવો, તેમ વહેંચવાનો વ્યાપાર ન કરવો. ઘરનું વહેંચવું પડે તેની જયણા.

૫ ફોડીકર્મ—સુરંગ કરાવી જમીન ફોડાવવાનો ધંધો કરવો નહિ.

૬ દંત વાણિજ્ય—હાથીદાંત વિગેરેનો વ્યાપાર ન કરવો.

૭ લખ્ખવાણિજ્ય—લાખ તથા ગુંદાનો વ્યાપાર ન કરવો.

૮ રસવાણિજ્ય—ઘી, ગોળ, તેલના વ્યાપારનો ત્યાગ કરવો. જયણા રાખવી હોય તો નિયમ કરી લેવો.

૯ વિષવાણિજ્ય—અફીણ, ઝેર વિગેરે વ્યાપાર ન કરવો.

૧૦ કેશવાણિજ્ય—પશુ, પંખીના કેશ, પીછાં, ઉન, વિગેરેનો વ્યાપાર ન કરવો.

૧૧ યંત્ર પિલ્લણ કર્મ—તે મીલ, જીન, સંચા, ઘાણી, ઘંટી વિગેરેથી ધંધો ન કરવો.

૧૨ નિર્લાંછન કર્મ—કોઈ બલદ, ઘોડા વિગેરેને સમરાવવા નહિ.

૧૩ દવ—વનમાં અગ્નિદાહ દેવો નહીં.

૧૪ શોષણકર્મ—સરોવર તળાવ વિગેરેનાં પાણીનું શોષણ કરાવવું નહિ. કારણસર કુવા ટાંકા ગળાવવા પડે તેની જયણા.

૧૫ અસતી પોષણ—રમતને ખાતર કુતરાં, બીલાડાં, મેનાં, પોપટ વિગેરે પાળવા નહિ.

આ પંદર કર્માદાનમાં જેને જે રીતે ત્યાગમાં ફેરફાર કરવો હોય તેણે આ નીચેની જગ્યામાં અનુક્રમે લખી લેવું.

# ૮ અનર્થદંડ વિરમણ વ્રત.

કોઇને ફાંસી આપતા હોય ત્યાં જોવા જવું નહિ, કોઇ પણ પક્ષીઓને ક્રીડા માટે ઘેર પાળવા નહિ, તેમજ કુતરાં, બિલાડાં વિગેરે હિંસક જાનવરોને પાળવા નહિ. હાથી, ઘોડા, ઘેટાં, કુકડા વિગેરેની લડાઇની રમત જ્યાં થતી હોય ત્યાં જોવા જવું નહિ, જાનવરોના સરકસ આદિમાં જવાય તેની જયણા. રસ્તે ચાલતા જોવાઇ જવાય તેની જયણા. બને ત્યાં સુધી સ્ત્રી કથા, રાજ કથા, દેશ કથા તથા ભોજન કથા વિના કારણ નહિ કરવાનો ઉપયોગ રાખવો પણ પચ્ચખાણ નહિ.

આ સિવાય કોઇપણ અનર્થદંડ થતો હોય તો બનતા સુધી ઉપયોગ રાખવો પણ પચ્ચખાણ નથી, શસ્ત્રના વ્યાપારનો આમાં સમાવેશ થાય છે તો તેનો ત્યાગ કે જયણા નીચે લખી લેવું. આપણે હથીઆરનો વેપાર કરવો નહી પણ ઘરને માટે તથા વાપરવાને માટે જયણા.

# ૯ સામાયિક વ્રત.

દરરોજ    સામાયિક કરૂં. દર મહિનામાં    કરૂં.

દર વર્ષે    સામાયિક કરૂં. રોગાદિક કારણે જયણા.

વરષની અંદર પૂર્ણ ન થાય તો બાકીની સામાયિકને બદલે દરેક સામાયિક દીઠ ત્રણ બાંધી નવકારવાળી ગણવી. ચાલતા સુધી આળસ કરવી નહીં.

## ૧૦ દેશાવગાસિક વ્રત.

ચૌદ નિયમ ધારવા અને સંક્ષેપવાનો ખપ કરૂં. એનો અધિકાર સાતમા વ્રતમાં આવેલો છે. વળી પરંપરાથી દશ સામાયકનું દિશાવગાસિક વ્રત ચાલે છે. તે દર વરષે કરૂં. રોગાદિક કારણે જયણા.

## ૧૧ પૌષધ વ્રત.

:ર વરસે આઠ પહોરના અથવા ચાર પહોરના
કરૂં. ન બને તો દેશાવગાસિક કરૂં.

## ૧૨ અતિથિ સંવિભાગ વ્રત.

પૌષધના પારણે અથવા તેમ ન બને તો વર્ષ
ાં વાર સાધુને દાન આપ્યા પછી જમવું.
આખા વર્ષમાં કોઇ ઉત્તમ સાધુનો જોગ ન
તો કોઇ ઉત્તમ સાધર્મી ભાઇને વાર
ીને પછી જમવું.

## બારતિથ લીલોતરી, ખાંડવું દળવું.

| | (ત્યાગ કે જયણા લખવું.) | (ત્યાગ કે જયણા લખવું.) |
|---|---|---|
| શુદ ૨ | | |
| ૫ | | |
| ૮ | | |
| ૧૧ | | |
| ૧૪ | | |
| ૧૫ | | |
| વદ ૨ | | |
| ૫ | | |
| ૮ | | |
| ૧૧ | | |
| ૧૪ | | |
| ૦)) | | |

# લીલોત્રી તથા લીલાં ફળની ટીપ.

લીલોતરી તથા લીલાં ફળ જે ખપે તેની નોંધ ખા નીચેના ખાલી પાનામાં કરવી.

# ધારવાયોગ્ય.

ભાજી:—તાંદલજો, મેથી, અડવીના પાન, કોથમીર, ફુદીનો, ખજુર વિગેરે ચીજો કાર્તિક વદ ૧ થી ફાલ્ગુણ સુદિ ૧૩ સુધિ કલ્પે.

અડવીના પાન અષાડ સુદિ ૧૩ થી તો અવશ્ય બંધ કરવાં જોઈએ.

પાકી કેરી આદ્રા બેસે કે ત્યાગ કરવી જોઇએ.

દૂધપાક, બાસુદિ, શીખંડ, મેથીના રોટલા, લોચાપુરી વિગેરે ચીજો રાત્રિ વાસી થએલ હોય તો ખાવી કલ્પે નહી.

ઉકાળેલું પાણી ચોમાસામાં ત્રણ પહોર, ઉનાળામાં ચાર પહોર અને શિયાલામાં પાંચ પહોર કલ્પે.

તથા ઉકાળેલું પાણી રાત્રિયે રાખવું નહિ, રહી જવાથી ઘણા દોષ લાગે છે.

મીઠાઈ ચોમાસામાં દિન ૧૫, ઉનાળામાં દિન ૨૦ અને શીઆલામાં માસ ૧ સુધિ કલ્પે.

# * બાવીસ અભક્ષ્ય.

| નામ | ત્યાગ | જયણા. |
| --- | --- | --- |
| ૧ મધ | | |
| ૨ માખણ | | |
| ૩ મદિરા | | |
| ૪ માંસ | | |
| ૫ ઉંબરાના ફળ | | |
| ૬ વડના ટેટા | | |
| ૭ કોઠીંબડા | | |
| ૮ પીપળની પેપડી | | |
| ૯ પીપળના ટેટા | | |
| ૧૦ કૃત્રિમ બરફ (Ice) | | |

* એ બાવીસ અભક્ષ્યનો ઔષધ ભેષજમાં આગાર છે.

| નામ | આગ | જયણા |
| --- | --- | --- |
| ૧૧ ઝેર [અફીણ વિગેરે] | | |
| ૧૨ કરા | | |
| ૧૩ કાચી માટી [મીઠું વિગેરે.] | | |
| ૧૪ રાત્રી ભોજન | | |
| ૧૫ બહુબીજ | | |
| ૧૬ બોળો | | |
| ૧૭ વીદલ | | |
| ૧૮ રીંગણા | | |
| ૧૯ અજાણ્યા ફળ | | |
| ૨૦ તુચ્છ ફળ [ચણીબોર] | | |
| ૨૧ ચલિતરસ | | |
| ૨૨ અનંતકાય | | |

# * બત્રીશ અનંતકાયના નામ.

| નામ | ત્યાગ | જયણા. |
|---|---|---|
| ૧ સુરણ કંદ | | |
| ૨ વજ્રકંદ | | |
| ૩ લીલી હળદર | | |
| ૪ આલું [બટેટા] | | |
| ૫ લીલો કચુરો | | |
| ૬ સતાવરી | | |
| ૭ હીરલીકંદ | | |
| ૮ કુંવાર | | |
| ૯ થોર | | |
| ૧૦ ગળો | | |
| ૧૧ લસણ | | |
| ૧૨ વંશ કારેલા | | |

* એ બત્રીશે અનંતકાયના ઔષધ ભેષજથાં આગાર છે.

| નામ | ત્યાગ | જયણા. |
| --- | --- | --- |
| ૧૩ ગાજર | | |
| ૧૪ લુણી | | |
| ૧૫ લોઢ | | |
| ૧૬ ગિરીકરણી | | |
| ૧૭ કુમળા પાન | | |
| ૧૮ ખરસવો | | |
| ૧૯ થેક | | |
| ૨૦ લીલીમોથ | | |
| ૨૧ લુણીના ઝાડની છાલ | | |
| ૨૨ ખીલોડા | | |
| ૨૩ અમૃતવેલ | | |
| ૨૪ મૂળા | | |
| ૨૫ ભૂમિફોડા | | |

| નામ | ત્યાગ | જયણા. |
|---|---|---|
| ૨૬ નવાએકરા | | |
| ૨૭ વાથુલાની ભાજી | | |
| ૨૮ સુવરવેલ | | |
| ૨૯ પાલાકાનીભાજી | | |
| ૩૦ કુણી આંબલી [કોમળ ફળ] | | |
| ૩૧ રતાળુ | | |
| ૩૨ પીંડાળુ | | |

બાર તિથિ બ્રહ્મચર્યનું.પાળવું બ્રહ્મચર્યની જયણા.

| | | | |
|---|---|---|---|
| સુદ | ૨ | | |
| | ૫ | | |
| | ૮ | | |
| | ૧૧ | | |
| | ૧૪ | | |
| | ૧૫ | | |
| વદ | ૨ | | |
| | ૫ | | |
| | ૮ | | |
| | ૧૧ | | |
| | ૧૪ | | |
| | ૦)) | | |

# સોળસતીઓનાં નામ.

## શાર્દૂલવિક્રીડિત છંદ.



બ્રાહ્મી ચંદનબાલિકા ભગવતી

રાજેમતી દ્રૌપદી,

કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા

સીતા સુભદ્રા શિવા;

કુંતી શીલવતી નલસ્ય દયિતા

ચૂલા પ્રભાવત્યપિ,

પદ્માવત્યપિ સુંદરી દિનમુખે

કુર્વંતુ વો મંગલં. ॥૧॥



# ખરી કમાણી

છપ્પય-છંદ.

રહ્યો તેજ જગમાંહિ જેણે સુકૃતજ સંચ્યાં
રહ્યો તેજ જગમાંહિ જેણે જગજીવન વંદ્યા
રહ્યો તેજ જગમાંહિ દાન દીધા દિલ શુદ્ધ
રહ્યો તેજ જગમાંહિ ધર્મ ધાર્યું શુદ્ધ બુદ્ધ
તેજ રહ્યો જગમાં વળી, જીવદયા પાળી ખરે
તેમજ તત્વજ શોધીયું, રહી પુન્ય પેટી ભરી.

---

જેને આ બુકની જરૂર હોય તેણે એક આનાની ટીકીટ મોકલાવી પ્રકાશક પાસેથી મંગાવી લેવી.

---

પ્રકાશક, શ્રી. મેઘરાજ પટેલ મૂળચંદ હળાહ વીરમગામ.
છાપી ઠાકુર પ્રેસ—અમદાવાદ.